श्री

# ॥ ज्ञानमणिमाळा ॥

( सर्व मुमुक्षु, हितार्थ, रचनार. )

मणिशंकर मगनलाल, अयाचि.

पाटण.

गीति

श्लोकार्धवडेकहुंछुं, कोटिग्रंथोक्तजेरहस्यवर;
सत्यब्रह्मजगतसौ, मिथ्याब्रह्मैवजीवतेनपर॥ १

अमदावादमां

मामानी हवेलीमां युनाइटेड प्रिन्टिंग अने जनरल एजन्सी कंपनी "लिमिटेड" ना प्रेसमां रणछोडलाल गंगाराम [illegible]

शंवत् १९४४. शाके १

३४५८

श्री

# ॥ ज्ञानमणिमाळा ॥

( सर्व मुमुक्षु, हितार्थ, रचनार. )


## मणिशंकर मगनलाल, अयाचि.

पाटण.


गिति

श्लोकार्धवडेकहुंछुं, कोटिग्रंथोक्तजेरहस्यवर;
सत्यब्रह्मजगतसौ, मिथ्याब्रह्मैवजीवतेनपर॥१॥


## अमदावादमां

मामानी हवेलीमां युनाइटेड प्रिन्टिंग अने
जनरल एजन्सी कंपनी "लिमिटेड" ना
प्रेसमां रणछोडलाल गंगाराम्

संवत् १९४९. शा

## ॥ विज्ञापना ॥

### ॥ शार्दूलविक्रीडितछंद ॥

हुंआग्रंथरचुंनमान्यमळवाप्रख्यातिअर्थेनहिं ॥
पूजार्थेनहिद्रव्यलोभअरथेआशानतेमांकंई ॥
अद्वैताख्यिवबोधशुद्धिकरवाउत्साहचित्तेधरी ।
ब्रह्मज्ञा,निकषाष्मजेतदुपरीसंघर्षणाशाकरी ।१।

श्री.

# अर्पणपत्रिका.

सर्व इश्वरत्व गुण संपन्न वेदशास्त्र र-
हस्यार्थ विद्विद्वर्य ब्रह्मनिष्ठ गुरुजी महाराज
श्री विश्वनाथजी एओना पवित्र पूत्र, भग-
वानजीभाई. जामनगर.

॥ शार्दूलविक्रीडितं ॥

अर्पुश्रीगुरुज्ञानदानृपदमां, पुष्पांजलिग्रंथआ;
जेअद्वैतविबोधनावअरपी, द्वैताब्धिथीतारता ॥
दृष्टिपातथितूर्तमुक्तकरता, शर्णेथतानेप्रिते;
हर्तावादिमतंगजोमदअति, शार्दूलविक्रीडिते॥ १॥

श्रीमत्सद्गुरुजी चर्णकमला स्वादकभ्रंग
ग्रंथ कर्त्ता. म. म.
पाटण.

॥ ॐ तत्सत्परमात्मनेनमः ॥

# ॥ प्रस्तावना ॥

સર્વ શાસ્ત્રોમાં ચાર પ્રકારના પુરૂષાર્થ વર્ણન કરેલ છે, જેવા કે ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, તેમાં ચોથો મોક્ષ રૂપ પુરૂષાર્થ, જન્મ મરણાદિક અનેક દુઃખો નિવૃત્તિ કરી પરમાનંદ રૂપ પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર છે, માટે તે પરમ શ્રેષ્ઠ છે, તે મોક્ષ જ્ઞાનથીજ થાય છે. ॥ શ્રુતિઃ ॥ ऋतेज्ञानान्नमुक्तिः ॥ જ્ઞાન શીવાય મુક્તિ નથી, જ્ઞાન એટલે—મહા વાકયસ્થિત तत्, त्वं, પદથી પ્રતિપાદ્ય ઈશ્વર તથા જીવ એ બન્નેનું સ્વરૂપ વિવેચન કરી લક્ષણા પૂર્વક असि પદથી એકત્વ જાણવું તે, તેનો યથાર્થ વિધિક થવા વાસ્તે વેદાંત શાસ્ત્રની પ્રવૃત્તિ છે, અને તે વિશયક પૂર્વાચાર્ય પ્રણિત સંસ્કૃત ગ્રંથો ઘણાક છે, તથા મહાત્માઓના કરેલ હિંદી ભાષાના ગ્રંથો પણ ઘણાક છે, પણ ગુજરાતી ભાષામાં કોઈ ગ્રંથ નથી, યદ્યપી શ્રીમત્ રામગુરૂ કૃત જયકૃષ્ણજી મહારાજ પ્રણિત ટિકા સમેત પંચિકરણ ગુજરાતી ભાષામાં છે, તે મુમુક્ષુને અતિ ઉપયોગિ છે, તથાપી તેમાં ઘણું લંબાણ છે, માટે મેં આ "ज्ञान मणिमाळा" નામક વેદાંત વિશયક ગુરૂ શિષ્ય સંવાદ સમેત અલ્પ ગ્રંથ કર્યો છે, આ ગ્રંથ સાધન સંપન્ન શુદ્ધ

બુદ્ધિવાન પરમ આસ્તિક અધિકારિને તૂર્ત બોધન કર્યોછે, આ ગ્રંથ ભિન્ન ભિન્ન પદ્યાત્મક ૧૦૮ કડીઓથી યુક્ત છે, અને મુમુક્ષુ જનને અતી ઉપયોગિ, તથા જે મુમુક્ષુ જ્ઞાન માર્ગમાં પ્રવર્તેલ છે તેને અસંભાવના વિપરિત ભાવના નિવર્તક, તથા જ્ઞાનવાનને અત્યંત આલ્હાદ કારકછે,

આની અંદરે પ્રથમ સાધન નિરૂપણ કરેલ છે, પછી સાધન સંપન્ન શિષ્યને ગુરૂ સમીપ ગમનવિધિ, તથા વિધિ પૂર્વક શ્રદ્ધાથી શર્ણ થયેલ શિષ્યપર દયા યુક્ત સદ્ગુરૂનાં શિષ્ય હિતાર્થ વચન, પછી આત્માનાત્મ વિવેચન તથા પંચકોશનું યથાર્થ વિવેચન બતાવેલ છે, તથા પંચકોશના વિવેચનથી ઉપાધિ પ્રથક કૃત શુદ્ધ त्वं પદ લક્ષને तत् પદ લક્ષ (શુદ્ધ)ની સાથે એકત્વતા બતાવવા વાસ્તે મહા વાકયનો યથાર્થ વિચાર, તથા લક્ષણા પૂર્વક બન્ને પદની એકતા, પછી શુદ્ધ પરમાત્મ અદ્વૈત વસ્તુ નિરૂપણ બતાવી, અધ્યારોપથી સૃષ્ટિક્રમ નિરૂપણ કરી, અપવાદપૂર્વક સૃષ્ટિનો બાધ થતાં, અવશેશિત શુદ્ધ ચૈતન્ય નિરૂપણ પૂર્વક, અવાચ્ય સિદ્ધાંત વર્ણન કરેલ છે, પછી જ્ઞાન પ્રાપ્ત થવાથી શિષ્યને કૃત કૃત્ય થયેલ જાણી, ગુરૂનો હર્ષપૂર્વક ઉપરામ બતાવી, આ ગ્રંથની સમાપ્તિ કરેલ છે.

આ ગ્રંથમાં આદિ અંતે ઈશ્વર સ્મરણ કરેલ છે, તેથી એમ દર્શાવેલ છે કે—વેદાંતશાસ્ત્ર કેવળ, ઈશ્વર કૃપાથીજ સમજાય તેમ છે, શાસ્ત્રોમાં પણ, શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સ-

દ્ગુરૂની ભક્તિપૂર્વક સેવા, વેદાંતશાસ્ત્ર ઉપર યથાર્થ વિ-શ્વાસ, તથા નિર્વિવાદ ઈશ્વરભક્તિ એ ત્રણ મુખ્ય કહેલ છે આ ગ્રંથ બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂથી શ્રદ્ધાપૂર્વક સમજવો, પોતાની મેળે નહિં. કેમકે—ગુરૂ વિના વેદાંત સિદ્ધાંતના રહ-સ્યનું જ્ઞાન થતું નથી, અને ગુરૂ મુખથી ગ્રંથ ભણવાથી ગ્રંથ સ્થિત ગુહ્ય અભિપ્રાય સઘળો સમજાયછે, માટે મારી એ વિનંતી છે કે, આ ગ્રંથ શ્રોત્રિય બ્રહ્મનિષ્ટ સદ્ગુરૂથી સમજવો, એજ—

ગ્રંથકર્ત્તા

મણીશંકર મગનલાલ અયાચી.

પાટણ.

## ॥ श्रीगणेशायनमः ॥

---

## ॥ अथ ज्ञान मणि माळा प्रारंभः ॥

(गीति.)

+जगव्यापीजगरूपी, प्रभुजगदाधारभूत[1]जगहीन;
गुणहिनसर्वगुणेशा, आपोमतिविमळजाणिनेदीन॥ १॥

(शार्दूलविक्रीडित.)

चोराशीलखयोनिजंतुभ्रमिसत्कर्मोथिमानुष्यता[2]-
पामीविप्रशरिरवेदधरमेजामीधरीविज्ञता[3] ॥
आत्मा×नात्मविभेदगुर्व*नुग्रहेजाणीकरीएकता-
पामेदुर्लभमोक्षस्वानुभवथीसंसागिजीवेशता ॥२॥

(वैताळीय.) अतिउत्तमजन्ममेळवी.
ग्रहिइंद्रीयसुश्रेष्टतावळी ॥

---

ટીકા + આરંભેલા ગ્રંથની નિર્વિઘ્ન સમાપ્તિ થવા સારૂ ઇષ્ટદેવતા નમસ્કારરૂપ મંગળાચરણ આરંભ × आत्मा+अनात्मा=ચેતન, તથા જડ. *गुरु+अनुग्रहे=ગુરૂની દયાથી.

અર્થ—૧ રૂપ. ૨ મનુષ્યપણું. ૩ જાણવાની ઈચ્છા (મુમુક્ષુતા)

नहिंमुक्तिथवायतीरहे[1].
श्रुतितेनेनिजआत्महाकहे[2] ॥३॥

(इंद्रवज्रा.) शास्त्रोभणीकर्मकरोकदापी.
कर्मोकरीदेवभजोतथापी ॥
+आत्मैक्यताबोधविनानमुक्ती.
सीद्धीथवानीकरिसर्वयुक्ती ॥४॥
मोक्षप्रदायी[3]नथिकर्मकोय.
आत्मप्रबोधे[4]निजमुक्तिहोय ॥
आशान×वित्तेअमृतत्व[5]नीए.
श्रुतीकहेमोक्षनकर्मथीछे ॥५॥

(दोहो.) मुक्तिप्रदकर्मोकह्यां, श्रुतिस्मृतिएसार.
केमकहोपणआपआ, आत्मज्ञानविचार॥६॥

(वसंतति.) वेदां[6]*नवचनोभ्रवपामिज्ञान.
ज्ञानीकरेभ्रमअनादिसमूलहान[7] ॥

---

+ જીવબ્રહ્મની એકતા સંબંધી નિચેલા વિચારના જ્ઞાન વિના. ×नकर्मणानप्रजयाधनेनइतिश्रुतेः કર્મ તથા પ્રજા, તથા, દ્રવ્યાદિકથી મોક્ષ પ્રાપ્ત થતો નથી. *ઉપનિષદ્ ભાગનો અર્થ ગુરૂદ્વારા સમજી મેળવેલા જ્ઞાનવડે.

૧ મહેનત કરે. ૨ આત્મહત્યારો. ૩ આપનાર. ૪ જ્ઞાનથી. ૫ મોક્ષ. ૬ ઉપનિષદ. ૭ નાશ.

मोहा+विरोधिनहिकर्मथिमोहनासे.
अज्ञान*ज्ञानसविरोधिसदायभासे ॥७॥

(त्रोटक.) *अविरोधितमेतमनाशनहीं.
सविरोधिदिवाकरनाशक,हीं[1] ॥
श्रममोहविनाशककर्मनहीं.
[2]अरिमोहनुज्ञानविनाशक,ही.[1] ॥८॥

(शार्दूलविक्रीडित.)

माटेमोक्षथवाप्रयत्नकरिनेविद्वानसंन्य×स्तता[3].
धारीत्यागिदुराश†दुःखप्रदजेधारीसुनिष्कामता[4]॥
भक्तीशंकरनीकरीअहर्निशे, चित्तेधरीस्वच्छता.
पामीदै[5]शिकसंतसद्गुरुपदेवंदोथवामुक्तता ॥९॥

---

\+ मोह+अविरोधि અજ્ઞાનની સાથે વિરોધ વિનાના.

• અજ્ઞાન અને જ્ઞાનને હમેશાં વિરોધ છે. * અંધકારથી અંધકારનો નાશ ન થાય, કારણકે-તે પરસ્પર અવિરોધિ છે, પણ સૂર્ય અંધકારનો નાશ કર્યોછે, કારણ કે-સવિરોધિ છે (સિદ્ધાંત.) કર્મવડે મોહ નાશ ન થાય. પણ જ્ઞાનવડે નાશ થાયછે. × કર્મના ફળનો ત્યાગ (નિષ્કામતા).

† દુઃખને આપનારી અનાત્મ વસ્તૂની ઈચ્છા ત્યાગીને.

१ અવ્યય=નક્કી. २ શત્રુ ३ સંન્યાસપણું. ४ નિષ્કામનાપણું. ५ શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, ગુરૂ.

(गीति.)

मनवाणीकर्मवडेजन[1]नथयुंनाशवंतजगजाणी.
*अविनाशीपदजावागुरुभजवाआर्पीचित्त[2]वपूवाणी॥१०॥
‡कर्ताचित्तविशुद्धीकर्मनवस्तूपलब्धि[3]प्रद[4]कोय.
वस्तूसिद्धिविचारव्यति[5]रिक्तनकर्मकोटिथीहोय॥११॥
(इंद्रवज्रा.) नर्कादिभीतीप्रद[6]छेअधर्म.
§स्वर्गादिभीतिप्रद[6]काम्य[7]कर्म ॥

---

* નાશ રહીત પદ. तत्रगितावचनं, यद्गत्वाननिवर्तंते तद्धामपरमंमम, (ભાવાર્થ.) જેને પ્રાપ્ત થવાથી ફરિ જન્મ મરણ થાય નહીં તે અવિનાશી પદ. ‡ तत्रविवेकचूडामणिवचनं ॥ चित्तस्यशुद्धयेकर्मनतुवस्तूपलब्धये. वस्तुसिद्धिर्विचारेणनकिञ्चित्कर्मकोटिभिः ॥१॥ કર્મ ચિત્તની શુદ્ધિ કરેનાર છે, પણ વસ્તુની પ્રાપ્તી કરાવનાર નથી. વસ્તુસિદ્ધિ વિચારેથીજ થાયછે. કરોડ કર્મો કરવાથી લેશ પણ થતી નથી, ( ભાવાર્થ ) કર્મ અજ્ઞાનનું કાર્ય છે માટે અજ્ઞાનને નાશ કરી આત્મ વસ્તુ જણાવવા સમર્થ નથી अज्ञानहानमात्रत्वान्मुक्तेःकर्मनसाधनं । અજ્ઞાનનો નાશ થવો તેનું નામજ મુક્તિ તેવી મુક્તિનું સાધન કર્મ નથી પણ જ્ઞાન છે. એવું નિષ્કર્મસિદ્ધિમાં કહેલું છે. § ઉપર કહેલા સ્વર્ગ, નર્કપ્રદ કર્મો ત્યાગી.

૧ ઉત્પન્ન. ૨ મન, કાયા, વચન. ૩ પ્રાપ્તિ. ૪ કરાવનાર. ૫ વિના. ૬ આપનાર. ૭ સકામ.

त्यागी[1]मुमुक्षूकरि*नित्यकर्म,
पामेप्र[2]शुद्धीधरिचित्त[3]शर्म ॥१२॥

(शार्दूलविक्रीडित.)

‡ब्रह्मानंद[4]निधीमहाबळ†वताहंकारसर्पेअती,
छेआ[5]वृत्तसदायत्रीगुणमयातीचंड[6]त्रीशिर्षथी ॥
विज्ञा×नाख्यमहा[7]सिथीत्रिशिरते,कापीसुसिक्षाथकी;
निर्मूला※हिकरी[4]निधीसुखसदा,पामोनिचिंताइथी॥१३॥

(गीति.)

माटेविचारकरवोनिजआत्मानोमुमुक्षुए[8]सतत,
एकाग्रचित्तराखीजइनिजसद्गुरुसमीपभृत्य[9]वत॥१४॥

---

* संध्यावंदनादी निष्काम कर्म. ‡ ब्रह्मानंदरूपी आनंदनो भंडार, महा बळवान अहंकाररूपि त्रिगुणात्मक महा भयानक त्रण मुस्तकवाळा सर्पथी हमेशां ढांकेल छे. माटे स्वरूप विचाररूपी तलवारथी त्रिगुणात्मक माथां कापी. अहंकार रूपी सर्पने निर्मूल करी, पछी निश्चिंतपणेथी ब्रह्मानंदरूपी आनंद भंडारनुं सुख पामो (अनुभव करो.) † बळवत_अहंकार=बळवान अहंकार × विज्ञान-आख्य =विज्ञान नामनी ※निर्मूल-अहि=मूल वनानो सर्प करी.

१ ज्ञाननी ईच्छावाळो. २ अति शुद्धता. ३ सुख. ४ भंडार. ५ ढांकेल. ६ भयानक. ७ तलवार. ८ नीरंतर. ९ दासनी माफक.

(शार्दूलविक्रीडित.)

+निद्राकल्पितदेशकालविशयज्ञात्रादिमिथ्यायथा,
रज्जूसर्पसमानजागृतजगन्मिथ्यासदाछेतथा ॥
जेथी [1]दुःखदसर्वविश्वनिसदास्वाज्ञानकार्यत्वता;
माटेजाणिअसन्महावचनथीजाणोनिजात्मै[2]क्यता॥१५॥

(उपेंद्र.) *विवेकवैराग्यशमादियुक्त,
मुमुक्षुअन्याशथकीवि[3]मुक्त ॥
ब्रह्मात्माजिज्ञासुघटेसदाय;
सन्निष्ट[4]तासाधनथीकराय ॥१६॥

(शार्दूलविक्रीडित.)

---

+ જેમ સ્વપ્નાવસ્થામાં કલ્પેલ, દેશ, કાળ, વિશય, જ્ઞાતા આદિ સર્વે હમેશાં મિથ્યા છે, તેમ, રજ્જુમાં સર્પની માફક બ્રહ્માત્મામાં કલ્પિત જાગૃતકાળનું આ વ્યવહારિક જગત હમેશાં મિથ્યા છે, અને જેથી તે દુઃખ આપનારે જગત આત્માના ન જાણવાથી થયેલું છે, તોપણ ભ્રાંતિથી સત્ય જણાયછે, માટે આત્મવિચારથી જગતને મિથ્યા જાણી મહાવાક્યથી સર્વભેદ દૂર કરી આત્માનું એકપણું જાણો, * સાધન ચતુષ્ટય સંપન્ન અધિકારી જ્ઞાનનો છે માટે તે ચાર સાધન બતાવીએ છીએ.

१ દુઃખ આપનાર. २ એકતા. ૩ રહીત. ४ શ્રેષ્ટનિષ્ઠા.

*नित्यानित्यविवेक, ब्रह्मजगनीसत्यत्वताऽनित्यता,
जाणीनिश्चययुक्त आपमनजे वर्ते सुखे नित्यदा ॥
वैराग्यातृणब्रह्मलोकाविशये दोशत्वदृष्टीकरे;
आशात्यागि अनित्यवस्तुथकि जे ज्ञाने ज आशाधरे ॥ १७ ॥

(गीति.)

‡अंतःकर्णथकि सहू, †विषसमगणिविशयज्ञासनातजवी,
ते उत्तम[1] शमन खरे, दमकर्मेंद्रिय[2] समस्तने[3] दमवी ॥ १८ ॥
शद्वादिकविशयोथी, [4]निवृत्तिपामे गणाय उपराम;

---

* ब्रह्मसत्यंजगन्मिथ्येत्येवंरूपोनिश्चयः ॥ सोयंनित्यानित्यवस्तुविवेकःसमुदाहृतः ॥१॥ આત્મા નિત્ય છે, અને તેથી ભિન્ન અનાત્મા જગત્ મિથ્યા છે, એમ જાણવું તે નિત્યાનિત્ય વિવેક. ब्रह्मादिस्थावरांतेषु वैराग्यंविशयेश्वनु॥ यथैवकाकविष्टायां वैराग्यंतद्धिनिर्मलं ॥२॥ બ્રહ્મલોકથી આરંભિ તૃણાદિ સર્વ વિષયોમાં જે કાગવિષ્ટા સમતુચ્છ ભાવ (દોશદૃષ્ટિ) કરવો તે વૈરાગ્ય. ‡ અંતરીંદ્રિય જે મન, તેનો નિગ્રહ કરવો તે શમ, બાહ્ય ઇંદ્રીય દશેનો જે નિગ્રહ કરવો તે દમ. † જેમ ઝેર ખાવાની ઇચ્છા કોઇની નથી તેમ વિશયો સઘળા ઝેરરૂપ જાણી તેને ભોગવવાની ઇચ્છા ત્યાગ કરવી.

૧ શમ. ૨ સઘળી. ૩ નિયમમાં રાખવો. ૪ પાછા ફરવું.

संकटसमस्तसहने, प्राप्ततितिक्षाथशेसुगुण[1]धाम॥१९॥
निगमा[2]चार्यवचनमां, [3]भक्तिश्रद्धापवित्रअभि[4]धान;
चित्तैकाग्र्यकरीने, चिंतेलक्षार्थतेसमाधान ॥२०॥

(इंद्र.) अतीदुःखसंसारमांनित्यपामि,
करेकर्मतेछूटवामोक्ष[5]गामी ॥
धरेसद्गुरूसेवमुक्तया[6]शराखी;
भजेईशमोक्षेच्छु[7]तातेय[8]भाखी ॥२१॥

(गीति.)

एवासाधनयुतहे, अधिकारीसंत+सद्गुरूपासे,
*विनयपुरस्सरनमिने,थाशर्ण[9]स्वकियमोक्षनीआशे॥२२॥
(शिष्य)भगवन्जगदवबळतोशर्णेआव्योहुंआपनीपासे;
करुणाचंद्रामृतथी[10]सिंचोजे✻जन्ममर्णभयनासे॥२३॥

( शार्दूलविक्रीडित. )

सप्ताब्धीजलजेममेघग्रहिनेदूरीकरीक्षारता,

---

+ શ્રોત્રય. બ્રહ્મનિષ્ટની પાસે વિધિપૂર્વક જઈને. વિધિ =समित्पाणिरित्यादि=હાથમાં સમીધાદિ ઉપહાર લઈને જવું.

* શિષ્યભાવને યોગ્ય નમ્રતા વિગેરેથી. ✻ જેથી.

૧ શ્રેષ્ટ ગુણનું આશ્રય. ૨ વેદાચાર્યના વચનમાં. ૩ વિશ્વાસ. ૪ નામ. ૫ મોક્ષ માર્ગમાં ઉપયોગિ. ૬ મુક્તિની આશા. ૭ મુમુક્ષુપણું. ૮ કહી. ૯ પોતાના. ૧૦ સેવન કરો.

वर्सेलोकहितेउतापतापवामिनेआपेअतीशान्तता ॥
शास्त्रोसर्वतथाविवेचनकरी, दूरीदुरुक्तीकरी;
सिंचोहेगुरुजीसुबोधवचनो,वेदार्थआपे[१]भरी ॥२४॥

(इंद्रवंशा.) शीरीतसंसारसमुद्रआतरुं,
शीरीतआंहीफारिजन्मनाधरुं ॥
जाणुंन [२]नावाब्धि[३]तरायजेकरी;
तारोमुनेतेथिकृपाअतीधरी ॥२५॥

(गुरु) ( गीति. )

विशया+शक्तिसहिततुं, तजिदेदेहात्मता*तणीदृष्टी.
*भेद[४]भ्रमशत्रुगणी, हणवाधरज्ञानरूपआजेष्टी[५] ॥२६॥
मायामायाकार्य, व्यक्ताव्यक्तप्रमोह[६]कानल्प[७],
जगतुंसघळुंमिथ्या,जाणसदामरु[८]मरीचिका[९]कल्प॥२७॥

---

+ विषय–आशक्ति=વિષય ભોગની ઇચ્છા. * देह–आत्मता=દેહને વિષે આત્માપણાની દ્દષ્ટિ. * જીવ-ઇશ્વર, જગત. ઇત્યાદિની ભેદભ્રાંતિ તથા તદંતઃપાતિ અન્ય સર્વ ભ્રાંતિઓ શત્રૂ ( જ્ઞાનમાં વિરોધિ ) જાણી તેને નાશ કરવા જ્ઞાનરૂપ જેષ્ટિકા ગૃહણ કર.

૧ જળપી. ૨ નૌકા. ૩ અબ્ધિ=સમુદ્ર. ૪ દ્વૈતતા. ૫ લાકડી. ૬ મોહ આપનાર. ૭ તુચ્છ. ૮ ઝાંઝવાના જળ. ૯ સદ્દશ.

(उपेंद्र.) अज्ञानआत्माश्रय+आत्मछादि[1].
तेथीथईसंसृतिआअनादि* ॥
निजात्मज्ञानाग्निदिदिप्तझाळे.
सकार्यअज्ञानबळेअकाळे[2] ॥२८॥
भीतीनवत्साध्य[3]करीश कांय.
संसारसिंधू[4]तरवाउपाय ॥
छेजेसुमार्गेयतियो[5]गयाछे.
बतावुंहुंमार्गहवेतनेते ॥२९॥
(दोहो.) वेदांतार्थ[6]विचारथी, अद्वैतात्म[7]प्रकाश.

+ तदुक्तं-आश्रयत्वविशयत्वभागिनीनिर्विभागचितिरेवकेवला ॥ કેવલનિર્વિશેષચૈતન્ય, અજ્ઞાનનું આશ્રય તથા વિશય (આછાદ્ય) પણ છે જે અજ્ઞાન આત્માને આશ્રય રહે છે તે આત્માને ઢાંપી આ સર્વ સંસાર ખડો કરે છે.
*અનાદિ—જેનો આદિ નથી તેવી, धातायथापूर्वमकल्पयत् બ્રહ્મા પૂર્વના સરખું જગત કલ્પતા હવા. પૂર્વ પૂર્વ સંસ્કાર ઉત્તર ઉત્તર સૃષ્ટિના હેતૂ છે. એ રિતે આ જગત અનાદિ છે. વળી—नकदाप्यानिदृशंजगत् કોઈ દિવશ આ જગત આવું ન હતું એમ નહીં, કિંતુ-પૂર્વે પણ આવુંજ હતું. એમ અનાદિછે તથાપિ જ્ઞાનથી તેનો સમૂલ અંત આવેછે.

૧ આચ્છાદક. ૨ તત્કાલ. (કાળની અપેક્ષા વના) ૩ હવે. ૪ સમુદ્ર. ૫ જ્ઞાનવંત, ૬ વેદાંતશાસ્ત્રના અર્થ વિચારથી. ૭ એકતા.

थातांसंसृति[1]दुःखआ, थायसमूळ[2]विनाश॥३०॥

(भुजंगी.) शीष्य—कृपासिंधुयोगिंदुदेवाधिदेवा,

करूंप्रश्नहुंबंधसंसारछेवा[3] ॥

दईउत्तरोसर्वशंकाविदारो,

मनेसर्वथाआपनोआपधारो ॥३१॥

(दोहो.) बंधकर्यो, क्यांथीथयो, रह्योक्यां, शेनाश;

थाशे,आत्माऽनातमा,भेदकरोपरकाश॥३२॥

गुरु—धन्यअलीकृतकृत्यतुं, पावितताकुंकुल;

थयुं, अविद्याकृत[4]बंधलुं, जे[5]जाशेनिर्मूल॥३३॥

लागीपरघरझालतो, बोलीनाशकराय;

पणशिरलागीझालतो, आपसमुद्रसमाय॥३४॥

समलागीतुजनेअती, भवदावानल[6]झाल;

तेथीकरज्ञानाब्धिमां[7],स्नान[8]हवेतत्काल॥३५॥

(इंद्रव.) +कर्तृत्वहीनात्मविशेसदाय,

कर्तृत्वताजेभ्रमथी[9]जणाय ॥

तेबंध, अज्ञानथिनीपजाय,

---

+ ૩૨ મા શ્લોકના પ્રશ્નોમાંથી. ૧ बंध कर्यो. ૨ क्यांथी थयो. ૩ रह्यो क्यां. એ ત્રણ પ્રશ્નનો ઉત્તર આપેછે.

૧ સંસાર. ૨ અવિદ્યા સુદ્ધાંત. ૩ છેદવા. ૪ અવિદ્યાકૃત. ૫ જેથી, ૬ અગ્નિ. ૭ જ્ઞાન સમુદ્રમાં. ૮ અવગાહન ( પ્રવેશ ). ૯ ભ્રાંતિથી.

अभ्यासथीआत्म[1]विशेजणाय ॥३६॥

( हरिगित. )

+निजनित्यकर्मेधर्म, धर्मे[2]पापहानीथायछे,
पछिचित्तशुद्धिशुद्धिथीजगाछिद्र[3]नितजोवायछे;
वैराग्यथीमोक्षेच्छुता[4], पछिकर्मसंन्यासगृहो,
गुरुगम्य[5]ज्ञानेबोधथातांभ्रांतिनोलवरेनहीं ॥३७॥
×अव्यक्त[6]नामा[7]इश[8]शक्ती, विश्वकारणजेयछे,
रजसत्वतमगुणत्रैणयुक्ता, कार्यगम्या[9]तेयछे ॥

---

+ હવે શંકાશ ૧. આત્મા અનાત્મા ભેદ ૨. એનો ઉત્તર આપવા વાસ્તે ઉત્તર ગ્રંથ આરંભ=તેમાં–આ શિષ્ય તો અધિકારી છે, પણ જે અધિકારી સાધન સંપન્ન ન હોય તેને પ્રથમ સાધન બતાવા સારૂ–ગુરૂ–આ શિષ્યને લઈ, કહેછે કે— આવા સાધનયુક્ત જે અધિકારી હશે તેનેજ જ્ઞાન થવાનું. બીજાને નહીં. માટે (૩૭) સાડત્રિસમી કડિ છે કે આવા અનુક્રમ પ્રાપ્ત જ્ઞાન વિના કદી મોક્ષ પ્રાપ્તિ થાય તેમ નથી. ×સાધન વિના જ્ઞાન થાય નહીં. કદાપી જ્ઞાન માર્ગમાં પ્રવર્તે તો પણ આ નિચેના પરિપંથીઓ તેને આડે માર્ગે ભમાવી દેછે, માટે તેનો વિનાશ થવા સારૂ સાધૂનની જરૂર છે. (અવ્યક્તેતિ).

૧ આત્માવિશે. ૨ ધર્મથી. ૩ જગતરૂપી આડંબરનું પોગળ. ૪ મુમુક્ષુતા. ૫ ગુરૂથી પ્રાપ્ત થયેલા જ્ઞાનથી. ૬ માયા. ૭ નામની. ૮ ઈશ્વરની શકિત. ૯ કાર્યથી જણાય તેવી (પોતે સાંમી પડિ ન જણાય.)

शुद्धात्मज्ञानेनाशथाती, रज्जुज्ञानेसर्पवत्[1],
*विक्षेपआवृणशक्तियुक्ता, छेसदातीदर्पवत्[2] ॥३८॥

( शार्दुलविक्रीडित. )

आदीशक्तिथईरजोगुणमयी, कर्मात्मिका[3]नित्यदा,
जेथीराजससृष्टिआथइबधी, क्रोधादि[4]दुःखप्रदा[5]॥
अन्याआवृणनामछेतम*मयी, शक्तिप्रमोहप्रदा[5],
ब्रह्मा*वर्णकरीजसंसृतिप्रदा[5], विक्षेपहेतू[6]सदा ॥३९॥

(दोहो.) थायकर्मसहभक्तिथी, मळ[7]विक्षेपविनाश;
×द्विधा[8]शक्त्यावर्णनी, आत्मासत्वाभास[9]॥४०॥
*परोक्षज्ञानेथायछे, असत्वशक्तिविनाश;

---

* એ માયાની વિક્ષેપ, આવર્ણું બે શક્તિઓ છે.
* બ્રહ્મવસ્તુને ઢાંપણુ કરી. * તમોગુણુ રૂપી. × અવર્ણુ-
ની બે શક્તિઓ છે. ૧ असत्वापदक (આત્મા છેજ નહીં તે.)
૨ अभानापादक. (આત્મા દેખાતો નથી.)• * તેના નાશનો
ઉપાય=સાધનયુક્ત મુમુક્ષુને ગુરૂગમ્ય પરોક્ષજ્ઞાનથી પહેલ્રી
શક્તિ નાશ થાયછે. ( આત્મા છે. એવા ગુરૂના વાક્યથી
આત્મા નથી એ અસત્વ શક્તિ નાશ થાયછે. ) અને પછી
શ્રવણ, મનન, નિદિધ્યાસન પૂર્વક જ્ઞાનાભ્યાસની પરિપ-
ક્વતાથી ( अपरोक्षज्ञानथी. ) આત્મા નથી ભાસતો એ अभा
नશક્તિ નાશ થઈ, આત્મા સ્વયંપ્રકાશ નિજરૂપ જણાયછે.

૧ માફક. ૨ ગર્વયુક્ત. ૩ કાર્યરૂપી. ૪ ક્રોધ, મોહ, લોભ, પ્રમાદ, વિગેરે (અધર્મ). ૫ આપનારો. ૬ કારણ ( વિક્ષેપશક્તિનું કારણ આવર્ણ શક્તિછે.) ૭ અંતઃકર્ણના મેલ (રાગાદિક). ૮ બે પ્રકારની. ૯ અભાન.

थायअपरोक्षज्ञानथी, अभानशक्तिविनाश॥४१॥
*शक्त्यज्ञानानिनासतां, बंध[1] समूल[2] विनाश;
थातांआत्मज्ञानथी, थायनिजात्म[3] प्रकाश॥४२॥

( शार्दुलविक्रीडित. )

तेमोक्षप्रदज्ञानआजसुणतुं, एकाग्रतातींधरी,
जेथीशर्णथयोतुआजमुजने, सत्कर्मसर्वेकरी ॥
जेथीभ्रांतिसमूलनाशथइने, मोक्षाप्ति[4] तुर्ते[5] थशे,
तेहुंआकहुंवेदसारस्फुटजे, ग्रंथी[6] बधीतोडशे ॥४३॥
(दोहो.) पोतानेजाणेसदा, दृश्य[7] दृष्टाजेय;
आत्मा, तेथीभिन्नजे, जाणअनात्मातेय॥४४॥

( गीति. )

+अन्नप्राणमनोमय, विज्ञानानंदकोशतेनात्मा;

---

* ज्ञानथी अज्ञाननी शक्तिओ नाश थतां, समूळबंध नाश थायछे, अने पछी आत्मा स्वयंप्रकाश अवशेश रहे छे. माटे ते अज्ञानने नाश करवाने साधनयुक्त थई, ज्ञान प्राप्ति थवा प्रयत्न करवो. + ए पांच कोश (म्याननी मा फक आत्माने ढांकनार छे) एक एकनी अंदर रहेला छे=अन्नमयनी माहि प्राणमय, तेनी मांय मनोमय, तेनी

१ संसार. २ मूळसहित. ३ आत्मानो प्रकाश (स्वयंप्रकाश, स्वस्वरूप भान.) ४ मोक्षप्राप्ति. ५ तरत. ६ आत्मा अनात्मानी आध्यासिक ग्रंथी (गांठ.) ७. दृश्यनो द्रष्टा (जोनार.)

दृश्य[1] विकारीतेथी, दृष्टा[2] चैतन्य[3] भिन्नछेआत्मा ॥४५॥

(उपेंद्र.) +नभोनिलाग्न्यब्धरीत्र्यादिपंच,

मळीथयोआस्थुलदेहसंच[4] ॥

पंचीकृतेपचिसतत्वयुक्त,

छेदृश्यआत्मत्वथकीविमुक्त ॥४६॥

---

માંય વિજ્ઞાનમય, તેની માંહે આનંદમય છે, તે બધા દૃશ્ય છે ને વિકારવાળા છે, તેનો દૃષ્ટા, ચૈતન્ય આત્મા જુદો છે. તે તે કોશની સાથે આધ્યાસિક તાદાત્મ્યથી, આત્મા તે તે કોશરૂપ જણાય છે. પણ તે પાંચેનો વિવેક કર્યાથી, આત્મા દૃષ્ટા-પર બ્રહ્મ રૂપ જણાયછે. માટે કોશ વિવેચન કરવાની જરૂરછે.

+ હવે તે પાંચે કોશનું સ્વરૂપ બતાવવા પૂર્વક, અનાત્મપણું સાધે છે=તેમાં પ્રથમ અન્નમય કોશ ( સ્થૂલદેહ ) નું સ્વરૂપ કેહેછે=( नभोति ) આકાશ, વાયૂ, અગ્નિ, જળ, પૃથ્વી, એ પંચભૂતના એકેકના પાંચ પાંચ એમ પંચિકૃતે પચ્ચિસ તત્વો મળિ આ સ્થૂલદેહ થયોછે. તે પંચીકૃત એવી રીતે કે—द्विधाविधायचैकैकं, चतूर्धाप्रथमंपुनः ॥ स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंचपंचता ॥१॥ એકેક ભૂતના બબે વિભાગ કરી, તેમાંના એકેકના પાછા ચાર ચાર કરી, પોત પોતાના શિવાય બિજાના દ્વીતીયાંશ સાથે વેચી દિધા, એમ સર્વે થયાથી, દરેકને પોતાનો મુખ્યને બીજા આગંતુક મળી, પચીસ તત્વનો સમુદાય થયો. તે આ સ્થૂલદેહ.

૧ વિષય. ૨. જાણનાર. ૩ સ્વયંપ્રકાશ ચેતન. ૪ સમુદાય.

( गीति. )

संभव[1] जनी[2] प्रवृद्धी[3], परिणाम[4] क्षय[5] विनाश[6] वपु[7] धर्म;
आत्मा तेथि विलक्षण, अचळ अमर जे सदैव दे शर्म[8] ॥४७॥
*ते वपु[9] अन्नविकारी, जड घट सम दृश्य आत्मताहीन;
आदी मध्यांत विशे, वृद्धि सहित थाय सर्व थ्या क्षीण ॥४८॥
कोश प्राण न आत्मा, वायु विकारी शरीरमां रे छे;
क्षु[11] तृष्णा[12] दिक धर्मो, युत जड तेथी अनातमा ते छे ॥४९॥

---

* ॥ स्थूल देहनां पंचिकृत पचिस तत्वो ॥

| पंचभूत | पृथ्वी | जळ | तेज | वायु | आकाश |
|---|---|---|---|---|---|
| पृथ्वी | [10]अस्थि० | शोणित | आलस | संकोचन | कक्ष्याकाश |
| जळ | मांस | शुक्र० | कांति | चलन | उदराकाश |
| तेज | त्वचा | मूत्र | क्षुधा० | उत्क्रमण | हृदयाकाश |
| वायु | नाडी | स्वेद | तृषा | धावन० | कंठाकाश |
| आकाश | रोम | लाळा | निद्रा | प्रसारण | शिरआकाश० |

१ संभावना. २ જન્મ. ૩ મોટા થવું. ૪ વિકાર પામવું. ૫ ઘસાવું. ૬ મરણ પામવું. ૭ શરીર. ૮ સુખ (આનંદ રૂપ.) ૯ શરિર. ૧૦ જ્યાં ટાંપ મુકયાં છે તે તેનો મુખ્ય ભાગ સમજવો. ૧૧ ભુખ. ૧૨ તરશ.

+प्राणापानव्यानो दानसमानादिवायुतेपंच;
मळिवळिउपप्राण, प्राणमयकोशनोथयोसंच[1] ॥५०॥
*वाक्पाणिपादपायू, पस्थादिककर्म[2]अक्षगणसकळ;

---

+ પ્રાણ-શરીરમાં ૨૧૬૦૦ શ્વોસાશ્વાસ કરેછે. હૃદય-સ્થાનમાં રેહેછે. અપાન-ગુદા સ્થાનમાં રહી મળનો ત્યાગ કરેછે. વ્યાન-શરીરના સર્વ સાંધામાં રહી સાંધા વાળેછે. ઉદાન-કંઠસ્થાનમાં રહી ખાધેલ અન્ન પાનનો વિભાગ કરે છે. અને કંઠમાં હિતા નામે નાડિ છે. તેમાં સ્વપ્ન દેખાડે છે. સમાન-નાભિ દેશમાં રહી, અન્નપાનના રસને નાડિઓદ્વારા આખા શરીરમાં સરખે વિભાગે પોકાડેછે, એ પંચ મુખ્ય પ્રાણ, તથા નાગથી ઓડકાર આવેછે. કૂર્મથી આંખ મિચાય, ઉઘડાયછે. કૃકલથી છીંક આવેછે. દેવદત્તથી બગાસું આવેછે. ધનંજય-આખા શરીરમાં રહી શરીરને પુષ્ટ કરેછે. તથા મડદામાં રહી ફુલાવેછે. એ ક્રિયાઓ દશ વાયુથી થાયછે. માટે તે વાયુ વિકારી છે. તેથી આત્મા નથી, આત્મા તો અક્રિય છે. એ રીતે પ્રાણમય કોશ જડ છે તેનો દૃષ્ટા ચૈતન્ય તેથી જુદો છે.

*કર્મેદ્રિઓ (વાક્ વાણી. વચન (બોલવું) તે તેનો વિશય. પાણિ-હાથ-લેવું આપવું તેનો વિશય. પાદ-પગ-જવું, આવવું વિશય. પાયુ-ગુદ-મલ ત્યાગ વિશય ઉપસ્થ-ઇંદ્રિય-રતીભોગ વિશય.) યુક્ત જે સંકલ્પ વિકલ્પાત્મક મન તે મનોમય કોશ. જે મન શરીરમાં અહંપણું માનેછે. અને ઘર

१ સમુદાય. २ ઈ.દ્રેઓ.

संकल्पात्मकमनयुत,कोशमनोमयनिहाळ[1]थइअमळ५१
शरीरमांहेहंता, ममतागृहपुत्रनीकरेजेह;
रागद्वेषाथियुक्त, प्रचालित[2]चित्तात्म[3]रूपनहिंतेह*॥५२॥
×अपंचीकृतभूतोत्थ[4], श्रोत्रत्वचानयनरसनघ्राण;
ज्ञानेंद्रियसहसंवित[5]तेधीमय[6]कोशसर्वथाजाण ॥५३॥

---

પુત્ર વિગેરેમાં મમતા ( મારાં છે એમ ) માનેછે. તે રાગ દ્વેષથી યુક્ત મન, આમા નથી, આત્મા તો તેનો દૃષ્ટા, ચૈતન્ય, કહેલા વિકાર થકી રહીતછે. પંચદશીમાં પણ કહ્યુંછે કે—अहंताममतादेहेगृहादौचकरोतियः ॥ कामाद्यवस्थयाभ्रांतोनासावात्मामनोमयः ॥१॥ અર્થ સ્પષ્ટ છે=તે આ મનોમય પ્રાણમયના અંતર્વર્તિ છે. તે જડછે, તેને જાણનાર સાક્ષી એક રસ ચૈતન્ય છે. * મનોમય કોશ આત્મા નથી. × વિજ્ઞાનમયનું સ્વરૂપ બતાવેછે. સ્થૂલ દેહની માફક. પંચીકૃત પ્રક્રિયા વિના દરેક ભૂતના દરેક અંશથી એકેક જે ઇંદ્રીઓ. आकाशथी श्रोत्र. શબ્દ સાંભળવો તે વિશય. वायुथी त्वचा. સ્પર્શ જાણવો. अग्निथी नयन વિશય જોવા. जलथी रसना. ખાટું ખારૂં જાણે તે. પૃથ્વીથી घ्राण. ગંધ લેછે. (આ વિશયો પંચભૂતની તન્માત્રાઓ કહેવાય છે.) તે પાંચ જ્ઞાનેંદ્રિઓ તથા પંચભૂતા સાત્વિક અંશથી થયેલી બુદ્ધિ. તે બધું મળી. વિજ્ઞાનમય કોશ કહેવાયછે.

૧ વિચાર. ૨ ચળાયમાન. ૩ ચિત્ત–મન એકજ છે. ૪ ઉત્પન્ન થયેલ. ૫ વિજ્ઞાન (બુદ્ધિ). ૬ વિજ્ઞાનમય.

*जाग्रत्स्वप्नस्वापे[1], उद्भवविक्षिप्तलीनजेथाय;
चित्प्रतिबिंबसमेता, बुद्धीआत्माकदीनकेवाय॥५४॥

(इंद्र.) तेत्रैणकोशेवपु[2]लिंगमान,
स्व[3]नर्क[4]गामी[5]अहनीशजाण ॥
छेतेविकारीजडआत्म[6]दृश्य,
आत्मासदातेथाकिछेअदृश्य ॥५५॥
+वागादिपंचश्रवणादिपंच,

* તે પણ અનાત્મા છે – તે બુદ્ધિ. જાગ્રત, સ્વપ્ન. અને સુશુપ્તી એ ત્રણ અવસ્થામાં અનુક્રમે ઉત્પન્ન વિક્ષિપ્ત લય થાયછે એટલે જાગ્રત અવસ્થામાં સર્વ શરીરમાં રહી શરીરમાં સુખી દુઃખીપણાના વ્યવહારને કરેછે. સ્વપ્નમાં સ્વપ્ન રચે છે. અને શુશુપ્તિમાં લય થાયછે. માટે તે વિકારી બુદ્ધિ આત્મા નથી. વળી તે સ્વચ્છછે માટે તેમાં ચૈતન્યનો આભાસ પડ્યો છે તેનું નામ જીવ કહેવાયછે. તે આભાસ સહિત બુદ્ધિ આત્મા નથી. આત્મા તો તેનો જાણનાર. અવિકારી, ત્રણે અવસ્થામાં એકરૂપ છે. + વાગાદિ કર્મેંદ્રિઓ પાંચ શ્રવણાદિ જ્ઞાનેંદ્રિઓ પાંચ (ઇંદ્રિઓ. એટલે આ બહારનાં ગોળક નહીં પણ અંદર રહ્યા વિષયને જાણનાર મનની વૃત્તિઓ) પ્રાણાદિ પાંચ મુખ્ય તથા ઉપપ્રાણ પાંચ તથા અંતઃકર્ણ, મન, બુદ્ધિ, ચિત્ત. અહંકાર ( એક એકનો એક એકમાં સમાસ કરી મન બુદ્ધિ બેજ ગણાવેલ છે. ) એ અંતઃકર્ણ પંચક તે સર્વ મળી લીંગ શરીર કહેવાયછે. તે શુદ્ધ છે માટે તેમાં ચિદાભાસ પડ્યો એટલે તે જીવ કહેવાયછે. તે પચિસે તત્વો દૃશ્ય માટે તેનો દૃષ્ટા સાક્ષી અસંગ ચૈતન્ય તેથી જુદોછે.

૧ સુષુપ્તિમાં. ૨ શરિર. ૩ સ્વર્ગ. ૪ નર્ક. ૫ જનાર. ૬ આત્માનું દૃશ્ય.

प्राणादिपंचोपसमीर[1]पंच ॥
अंतर्धिचित्ताहममानसादी,
सर्वेमळीपच्चिसतत्वयादी ॥५६॥
(दोहो) चोराशीलखयोनिमां, एकजभमेसदाय;
ज्ञानाग्निविणअन्यथी, नाशनतेनोथाय॥५७॥
(छंद्र) ज्ञातामनोहंकृतिविक्रियानो,
देहेंद्रियप्राणकृतक्रियानो ॥
†चुंबकवच्चेष्टकवर्त्तमान,
चेष्टाहिनात्माउपहित*जाण ॥५८॥

---

†તે બધાં આત્માની સત્તાથી ચેષ્ટા કરેછે. જેમ ચુંબકનિ સત્તાથી લોહચેષ્ટા કરેછે તેમ. *જેમ ઘટ ઉપાધિથી તેમાં અવરાયેલું આકાશ ઘટાકાશ કેહેવાયછે. તેમ લીંગ દેહની ઉપાધિથી તેમાં અવરાયેલું, પણ અસંગ રહેલું ચૈતન્ય તે ઉપાધિથી ઉપહીત (સાક્ષી, કૂટસ્થ) કહેવાયછે. એકજ અંતઃકર્ણ સાક્ષીભાવની ઉપાધિ છે તથા જીવભાવનું વિશેષણ છે. ઉપાધિ એટલે જે ઉપહીતના સ્વરૂપમાં પ્રવેશ ન કરેને માંહિ (પોતામાં) આવેલાનું જુદું નામ જણાવિ આપે તે. વિશેષણ-વિશેષના સ્વરૂપમાં પ્રવેશ કરે અને નામ જુદુ જણાવે તે. એટલે આત્મા ફક્ત તે ઉપાધિમાં અવરાયોજ, પણ મળ્યો નહીં, તેથી તે ઉપહીત સાક્ષી, વ્યાપક ચૈતન્યથી ઉ-

[1] વાયુ.

(गीति.)

§सुषुप्तीगतसुखलवनो, अनुभवकरनारजेअहंकार;

પાધિકૃત ભિન્નાણે પણ વાસ્તવ એકરૂપજ છે. બ્રહ્મ ચૈતન્ય સાથે મુખ્ય છે. આત્માનો આભાસ અંતઃકર્ણમાં પડ્યો. તે (આભાસ) અંતઃકર્ણ (વિશેષણ) સાથે મળી ગયો તે (વિશેષ) જીવ કહેવાયો તે કોઈ દીવસ ચેતન થવાનો નથી. અંતઃકર્ણની સાથે તેનો નાશ થવાનો. તે આભાસ મુખાભાસની માફક મિથ્યા છે. માટે તેનુ બ્રહ્મ ચૈતન્યની સાથે બાધ સામાનાધિકરણ કહેલું છે.

§ કેટલાક—એમ માનેછે કે—શુષુપ્તિમાં, અજ્ઞાન તથા આત્મસુખનો અનુભવ આત્મા કરેછે, પણ તેમાં બે દોષ છે. એક તો—જો આત્મા તે એનો અનુભવ કરે તો—જાગૃતમાં જે સ્મૃતિ અંતઃકર્ણને થાયછે, તે ન થવી જોઇએ, કારણ કે અનુભવ તથા સ્મૃતિ એ બે એકાધિકરણમાં રહે એવો નિયમછે—તો—અનુભવ કર્તા આત્મા, ને સ્મૃતિ કર્તા અંતઃકરણ—એ વ્યધિકરણ દોષ આવ્યો. તથા બીજો જો આત્મસ્વરૂપનો અનુભવ આત્મા કરેછે, તો अनुभव ध्वंसजन्यंज्ञानंस्मृतिः॥ અનુભવના નાશજન્ય (સંસ્કારયુક્ત)—જ્ઞાન તે સ્મૃતિ, એ સ્મૃતિનું લક્ષણ નહિં ઘટે. કારણ કે અનુભવનો ધ્વંસ (નાશ) અંગિકાર કરો તો सुखमहमस्वाप्सं ॥ એ જે આત્મસ્વરૂપનો અનુભવ તેનો ધ્વંસ એટલે આત્માનોજ ધ્વંસ થયો કહેવાય. પણ આત્માનો ધ્વંસ માનવાથી સર્વ શ્રુતિ, સ્મૃતિ, શાસ્ત્રો, આનર્થક્ય થાય, અને જો ધ્વંસ ન

वसतोआनंदमये, केशेतेआत्महीनसाविकार ॥५९॥

(वसंत.) एपंचकोशसु[1]निषेध[2]थतांसदाय,
साक्षीनिषेधअवधि[3]प्रतिभास[4]थाय ॥
आनंदएकरसनित्यप्रकाशमान,
आत्मस्वरूपनिजरूपसदायजाण ॥६०॥

शीष्य— (गीति.)

जडदृश्यअनात्मगरु[5], एरीतेपंचकोशकथन[6]कर्ये;

---

માને તો ઉપર કહેલું સ્મૃતિ લક્ષણ ઘટતું નથી, તે એ, તથા ત્રીજો. (આત્માથી સુખરૂપ આત્માનો અનુભવ (પોતાનોજ) માને તો કર્મકર્તૃ દોષ પ્રાપ્ત થાય—માટે— **સમાધાન**—શુશુપ્તિમાં અજ્ઞાનવૃત્તિ વિશિષ્ટ (પ્રાજ્ઞ) આત્મા, અજ્ઞાનાવૃત આત્માનો અનુભવ કરેછે, ને તેજ અજ્ઞાન જાગૃતમાં અંતઃકરણ રૂપ થયું, તેથી સ્મૃતિ પણ ઘટેછે, માટે વ્યધિકરણ દોષ પણ નથી. અને બીજો દોષ પણ નથી, કારણ કે—સુખરૂપ આત્માનો નાશ નથી, પણ જેમ વિશેષણના ધર્મવિશિષ્ટમાં આરોપણ થાયછે, તેમ વિશેષણ અજ્ઞાનનિ વૃત્તિનો નાશ વિશિષ્ટ આત્મામાં મનાય છે, તે મિથ્યા છે, તેમ ત્રિજો દોષ પણ નથી, માટે આ ૫૯ મી કડિમાં તે આશય સ્ફુટ બતાવ્યો છે—જ્યાં આત્મા સ્વયંપ્રકાશ-શુશુપ્તિનો અનુભવ કરેછે એમ કહ્યુંછે. ત્યાં અન્ય અધિકારીને સમજાવવા કહ્યું છે, એમ જાણવું.

૧ સારિ રીતે, ૨ દુર થતાં. ૩ અવશેષ. ૪ જણાય. ૫ ગુરૂ. ૬ કહ્યાથકી.

पणआत्मविणमुजने, भासेआ[1]शुन्यपक्ष[2]सिद्धखरे॥६१॥

(इं वं.) गुरु—अवीनाशिआत्मातणीशुन्यतान,
अरेवत्सभ्रांतिथकीतुयमांन ॥
नहिंविश्व[3]दृग्विश्वथीदृश्यथाय,
रवीविश्व[3]दृग्विश्वथीनाजणाय ॥६२॥

(इंद्रवज्रा.) छेएमतोयेनहिंथायबोध,
विनामहावाक्यविचार[4]शोधं[5] ॥
प्रत्यङ्[6]नथायात्मस्वरूपमान[7],
त्यांसूधिछेयद्यपि[8]भासमान[9] ॥६३॥

(गीति.)

तस्मा[10]त्पदार्थ[11]शोधन,पुर्वकवाक्यार्थ†ज्ञानथीवत्स[12];
दैशिक[13]दयाप्रभावे[14],जाणोअद्वैतताअतिस्वच्छ[15]॥६४॥
*ज्ञानेंद्रियकर्मेंद्रियकूटस्थाभासयुक्तवपुत्रयथी;
थातोजेव्यवहारत्वंपदवाच्यार्थतेसमजनयथी ॥६५॥

---

† મહા વાક્યના અર્થના જ્ઞાનથી. * પ્રથમ ત્વંપદ વાચ્યાર્થ બતાવેછે.

૧ તમારૂં વચન. ૨ શુન્યવાદી મત જેવું. ૩ દ્રષ્ટા. ૪ સારિ રીત. ૫ વિવેચન. ૬ અંતઃ ૭ પ્રકાશ. ૮ જો—પણ. ૯ સ્વયંપ્રકાશરૂપ. ૧૦ તે માટે. ૧૧ પદના અર્થનો શોધન કરવા પૂર્વક. ૧૨ હે પુત્ર. ૧૩ ગુરૂ. ૧૪ બળથી. ૧૫ શ્રેષ્ઠ (નિર્મળ).

देहत्रयअक्ष[1]गणव्यवहारसमस्त[2]युक्तआभास;
तेअभ्यस्त[3]निरासे[4], त्वंपदलक्षार्थनोतदावास ॥६६॥
इश्वरसर्वज्ञतणो, मायामयजेसमस्त[2]व्यवहार;
तेतत्पदवाच्यार्थ,*श्रुतिवदतीशबळनोसमाहार[5]॥६७॥
विवि[6]धोपाधिविमुक्त[7], व्यक्ताव्यक्तप्रहीण[8]सद्भान[9];
अक्षर[10]अनुभववेद्य[11], प्रभूतत्पदलक्षार्थतुंजाण॥६८॥
‡जीवेशादिकंसर्वेजहदाजहदेविभेदत्यागकर्ये;
चिद्वस्तुशेषरेतां, असिपदथीएकताथशेस्वकरे[12]॥६९॥
(उपेंद्र.) एजीरीतेबाधथतांउपाधी,

---

* શ્રુતિ પણ શબળના સમુદાયને તત્પદ વાચ્યાર્થ કહેછે.
‡ જહદાજહત્ લક્ષણાથી. तत्, त्वं પદના વાચ્ય અર્થમાં જે ધર્મ સહીત, માયા, તથા અવિદ્યારૂપ વિરોધ ભાગ તેનો ત્યાગ કરી अविरोधि. શુદ્ધ असंग, चेतन ભાગનું ગ્રહણ કરવું. એ રીતે એકપણું ઘટેછે. એટલે તત્ તથા त्वं પદમાં ઉપાધિનો બાધ થતાં જે ઉપહીત હતું તેનું બ્રહ્મ ચૈતન્યની સાથે મુખ્ય સામાનાધિકરણ, ને ચિદાભાસનું બાધ સામાનાધિકરણ થાયછે. એટલે સર્વ પુરૂષાર્થ સીદ્ધિ થયો કહેવાય.

૧ ઈંદ્રિઓનો સમૂદાય. ૨ સંપૂર્ણ. ૩ કલ્પિત. ૪ બાધ થતાં (અણભાન થતાં) ૫ સમૂદાય. ૬ નાંના પ્રકારની. ૭ રહિત. ૮ રહિત. ૯ સ્વયંપ્રકાશ. ૧૦ નાશ રહિત. ૧૧ અનુભવથીજ જણાય એવું (સ્વયંપ્રકાશ). ૧૨ પોતાની મેળે.

रहेनहींभेदजिवेशआदी ॥
अल्पज्ञसर्वज्ञविभेदहीन,
रहेनिजात्माभ्रम[1]थायक्षीण[2] ॥७०॥

शीष्य — ( गीति. )

[3]गुरुजीसर्वउपाधी[4] ब्रह्मात्मामांनथीकदीज्यारे;
जीवेशादिक[5]भेद ब्रह्मात्मामांजणाय[6]क्यमत्यारे॥७१॥
गुरु—†अध्यारोपदशाये ‡अज्ञातब्रह्मनोथइक्षोभ[7];
मह[8]दह[9]मादिकनथी,बनिओआभूत[10]भौतिक[11]क्षोभ॥७२
*मायाकोश[12]उपाधिग्रहिजीवेशत्वब्रह्ममांभासे;

† करेली शंकानो उत्तर के—वास्तव आत्मामां एके भेद नथी पण अध्यारोप वखते जणायछे. ‡ कहेल महावाक्य विचार अन्य युक्तिथी संक्षेपवडे बतावेछे. * मायाबिंबोव शीकृत्यतास्यात्सर्वज्ञइश्वरः ॥ अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादने कधा ॥१॥ मायामां पडेल आभास मायाने वश राखी, सर्वज्ञ ईश्वर कहेवायछे, अविद्या ( मलीनसत्व ) मां पडेलो आभास ते अविद्याने वश पड्यो छे. ते जीव, ते अविद्या अनेक छे माटे जीव पण अनेक कहेवायछे. अने ते अविद्यानुं नामज कारण शरीर.

१ भ्रांति. २ नाश. ३ हे गुरुजी. ४ माया तथा मायिक विश्व विगेरे. ५ जीव, ईश्वर, जगत आदिक. ६ देखाय. ७ इक्षणादि. ८ महत्तत्व. ९ अहंकार. १० आकाशादि. ११ भूतनुं कार्य. १२ अन्नमयादि.

मायाकोशअभावे आत्माजीवेशहीनविभु[1]कासे ॥७३॥
व्यापकसूर्यातपपणभासेज्यमप्रतिबिंबताजळमां;
ब्रह्मप्रतिबिंबितसमभासेमायाहं[2]मादिकामळ[3]मां ॥७४॥
*व्यष्टिसमष्टिभ्रमथीमायाहंकारभेदवेमांनो;
‡सुप्तिगतमपणमायामानेमतएकजीवतेजाणो ॥७५॥

(इंद्रवज्र.) मायातथाकोशउपाधिछांडि,
कूटस्थब्रह्मात्मस्वरूपजाणी ॥
तत्वंपणंत्यागिअसीपदेरमो,
लक्षात्मजाणीभ्रमसर्वआवमो[4] ॥७६॥
तत्वंपदेथीअभि[5]धीयमान,
कूटस्थब्रह्मात्म[6]विभेदजाण ॥
तेनोश्रुतीशोधिसु[7]लक्षअर्थ,

---

* સમષ્ટિ અહંકાર તે માયા. અને માયાનું વ્યષ્ટિ. તે સર્વ અહંકાર. ‡ શુશુપ્તિમાં અવશેષિત તમ ( અજ્ઞાન ) ને માયા કહેછે. ને તેમાં રહેલા પ્રાજ્ઞને ઈશ્વર કહેછે. ને તે જાગ્રતમાં મનરૂપ થઈ આ સર્વ બ્રહ્મલોક સુધી વ્યવહાર નવીન કલ્પેછે. તે દૃષ્ટી સૃષ્ટિ. (એક જીવવાદ) કહેવાયછે. તે અતિ ગુહ્ય છે માટે અહિં દર્શાવ્યો નથી.

૧ પ્રકાસે. ૨ અહંકારાદિ ( વ્યષ્ટિલિંગ શરિર. ) ૩ અમળમાં ( સ્વચ્છ-સત્વ ગુણના કાર્યમાં ) ૪ દુર કરો. ૫ કહેવાતા. ૬ નો ભેદ. ૭ સારિ રીતે.

ऐक्य[1]त्वताके[2]तजिवाच्यअर्थ ॥७७॥
ऐक्य[1]त्वतालक्षविशेनवाच्ये[3],
विरुद्धछेधर्मअसंतवाच्ये[3] ॥
[4]खद्योतभानू[5]नृप[6]भृत्य[7]तावत्[8],
[9]कूपाब्धि[10]मेरू[11]परमाणु[12]तावत्[8] ॥७८॥
उपाधिकल्पीतविरोधभासे,
उपाधिसत्ता[13]नकदीयथाशे ॥
मायाउपाधीश्वरभाव[14]मान,
उपाधिकोशप्रति[15]जीवजाण ॥७९॥
एबेउपाधीपर[16]जीवनोछे,
उपाधिटाळेनजिवेशतारे[17] ॥
[18]नरेंद्र[19]भृत्यत्वउपाधिछेद[20],
थतांमनुष्यत्व[21]नजातिभेद ॥८०॥
अथातआदेशश्रुतीयदाते,
[22]निषेधद्वैत[23]भ्रमनोकरेछे ॥

---

१ એકપણું. ૨ કહે. ૩ વાક્યમાં. ૪ આગિઆ. ૫ સૂર્ય. ૬ રાજા. ૭ ચાકર. ૮ માફક. ૯ કૂવો. ૧૦ સમુદ્ર. ૧૧ મોટો એક ડુંગર. ૧૨ ઘણો બારિક પદાર્થ. ૧૩ સાચી. ૧૪ પણાની. ૧૫ દરેક. ૧૬ ઈશ્વર. ૧૭ રહે. ૧૮ રાજા. ૧૯ ચાકર. ૨૦ નાશ. ૨૧ મનુષ્યપણું. ૨૨ બાધ. ૨૩ ભ્રાંતિનો.

[१]तदाउपाधीद्वय[२]हीनआत्मा,
[३]अद्वैतजाणो, तजि‡आअनात्मा ॥८१॥
तथा[४]करीनामरूपप्रणाश,
आत्मा[५]सदाजाणिस्वयंप्रकाश ॥
ब्रह्मात्मभावेरहिनित्यदाय,
भ्रांतीबधीत्यागकरोसदाय ॥८२॥
छेकुंभपात्रादिकभूमि[६]जन्य[७]
[८]सर्वत्रमत्कारणथीअनन्य ॥
छेमृत्तिथीभिन्ननकुंभपात्र,
तेथीमृषा[९], कल्पितनाम[१०]मात्र ॥८३॥
सत्कार्यजेविश्वसदाजणाय,
सद्रूपछेभिन्ननतेकदाय ॥
*विभिन्नतामोहकृता[११]जअल्प[१२],
केवायतेनिद्रितवत्प्रजल्प ॥८४॥
(वसंतति.) श्रुतीअथ[१३]वर्णकहेजगब्रह्मरूप,

‡ દેહાદિક. *અને જે ભેદ જણાયછે તે સુતેલાના બકવા સમાન મિથ્યા છે.

૧ ત્યારે. ૨ બેથી. ૩ દ્વૈત રહિત. ૪ તેજ રીતે. ૫ આત્માને. ૬ મૃત્તિકા. ૭ કાર્ય. ૮ સર્વથા મત્તિકા જે કારણ તેની સાથે અનન્ય છે. ૯ મિથ્યા. ૧૦ અને જે ઘટ એવું નામ જણાયછે તે કેવલ કલ્પનામાત્રજ છે. વાસ્તવ મૃત્તિકાજ છે. ૧૧ મોહની કરેલી. ૧૨ તુચ્છ. ૧૩ અથર્વેદની.

माटेनभिन्नजगकल्पितनामरूप ॥
+ब्रह्माधिनिष्ठितविवर्तजगज्जणाय,
†ब्रह्मादिकारणअभिन्ननिमित्तथाय ॥८५॥

(इंद्रव.) *अस्तित्वभातित्वप्रियत्वआदी,
धर्मोरहेछेजगमांअनादी ॥
तेभिन्नथातांनहिविश्वभासे,
अद्वैतआत्मासुखद[1]प्रकासे. ॥८६॥
तरंगफेन[2]भ्रमबुद्बु[3]दादिजे,
अविस्व[4]रूपव्यति[5]रिक्तछेनते ॥
चैतन्यरूपीजगतेमआसदा,
भ्रांतीदशायेपणभिन्नाकदा ॥८७॥
जेनाभ्रमे[6]कल्पितजेयज्यांय,
तेनाविवेके[7]लयथायत्यांय[8]॥

---

+ અધિષ્ઠાન બ્રહ્મની સત્તાથી અધ્યસ્ત જગત્ સત્-રૂપ જણાયછે. પણ તે પ્રથક્ સત્તાક નથી. બ્રહ્મરૂપજ છે.

† આ જગત્નું અભિન્ન નિમિત્તોપાદાન બ્રહ્મ છે.

* અસ્તિ, ભાતિ, પ્રિય, નામ, રૂપ, તે પાંચ અંશો જગતમાં છે તેમાંથી પ્રથમનાં ત્રણ બ્રહ્મના અંશ પ્રથક્ કરીએ તો નામરૂપ નાશ થતાં જગત્ જણાશેંજ નહીં.

૧ સુખ આપનાર (સુખરૂપ). ૨ ફીણ. ૩ પરપોટા. ૪ જળ. ૫ જુદું. ૬ અજ્ઞાનથી. ૭ જ્ઞાનથી. ૮ તેમાં.

भ्रांतीजतांभासतुंसर्परूप,
रज्जुस्वरूपी[1], जगब्रह्मरूप ॥८८॥
आकाशवन्निर्मलनिर्विकल्प,
निःसीम[2]आनंदविभू[3]अनल्प[4]॥
अंतर्बहिःशुन्य[5]अनन्यअद्वय[6],
रहेपरब्रह्मविहीनसद्वय[7] ॥८९॥

शीष्य— ( गीति. )

'यद्यपिविश्वविनाशीपणनहिंमायाविनाशतोथाय;
तेथोमायाकृत[8]तेद्वैता[10]पत्तीरहेलकेवाय ॥९०॥

(इंद्रव.) गुरु—शक्तीनथीशक्तिमत[11]प्रभिन्ना[12],
दाहत्वशक्तीनहिंअग्निभिन्ना[12] ॥
मायानब्रह्मात्मविभिन्न[12]भासे,
अद्वैततााशक्तिकृता[13]ननाशे ॥९०॥
मायानमायीकविभूकदाय,
भ्रांतिदशायेभ्रमएजणाय ॥
भ्रांतिविनाशे भ्रमसर्वनाशे,
विभूत्वव्याप्यत्व[14] हिना[15]त्मभासे॥९२॥

---

(तेम.) २ सीमारहित. ३ व्याप[ક]. ४ महान. ५ रहित. ६ अद्वैत, ७ द्वैत. ८ जोके. ९ मायानी करेल. १० द्वैतपणु. ११ शक्तिवाळाथी. १२ जुदी. १३ करेल. १४ व्यापकपणाथी. १५ रहित.

हरिलताको[1]यदि[2]हार्य[3]देखो,
हशलताको[1]यदि[2]हश्य[4]पेखो ॥
दृष्टाकहोजोकादृदृश्यदेखो,
एकलताको[1]यदि[2]भिन्न[5]पेखो[6] ॥९३॥
+आपेक्षछेब्रह्मविशेजनाम,
छेवास्तवेब्रह्मसदाअनाम[7] ॥
पोचेनवाणिमनसांकदाय,
अद्वैतते एकरहेसदाय ॥ ९४ ॥

(दोहो.) ‡ब्रह्माकारात्मवृत्तिथि, जाणिअद्वैतनिसदा;
अहंताममताहीनजीवन्मुक्त[8]रहेसदा ॥९५॥

(उपेंद्रव.) प्रमाद लेशेनकरोंकदाय,
अद्वैतभाववैरहिनिसदाय ॥
प्रमादथीब्रह्म[9]निष्ठानथाय,
केवायतेमृत्युरूपे*सदाय ॥९६॥

---

+ બ્રહ્મ વિશે, જે કહિયે તે સર્વે અન્યની અપેક્ષાથી છે. ‡ એવી રીતે જ્ઞાન પ્રાપ્ત થયા પછી કર્તવ્યતા તો નથી રહેતી. તોપણ જે કરવું જોઇયે તે બતાવેછે. * પ્રમાદને મૃત્યુરૂપ કહેલ છે.

૧ કહો. ૨ જો. ૩ હરણ કરવાનું. ૪ નિયમમાં રાખવાનું. ૫ અન્ય જુદું. ૬. જુવો. ૭ નામરહિત. ૮ જીવતા સતા મુકત. ૯ બ્રહ્મભાવનિષ્ઠા.

(मालिनी.) सततविमळबोधानंदरूपात्मलाभे,
रहिअहनिशमोहादीकनोसागिदंभे[1] ॥
नहिफारिजगजोवुंभिन्नआवांत[2]कल्प,
जिवइशाद्विनब्रह्माद्वैतथातुंअनल्प[3] ॥९७॥

(वसंतति.) सागीसमूळनिजसंचित[4]भावि[5]कर्म,
अद्वैतज्ञानमहिमाथकिपामिशर्म[6] ॥
[7]प्रारब्धकर्मअनुसारवपुप्रवर्ते,
तेथीनज्ञानिपडशेफारिमोहगर्ते[8] ॥९८॥

(इंद्रवंशा.) ज्ञानीथईउद्धत[9]थायनाकदा,
वर्तेस्वकर्मे[10]जन[11]अर्थनिसदा ॥
तेथीनहानीलव[12]मुक्तिमांथशे,
अद्वैतज्ञाने[13]नकिमुक्ति[14]पामशे ॥९९॥

(शार्दूलविक्रीडित.)

जांणीज्ञानितजेजआपकरमो, ज्यारेनिजात्मज्ञने,
प्रारब्धादिसमूळकर्मटळतां, सारेजिवन्मुक्तते ॥

---

૧ ભય. ૨ ઓકેલા જેવું. ૩ શ્રેષ્ઠ. ૪ પૂર્વ અનેક જન્મોપાર્જીત. ૫ આ જન્મમાં થતાં ૬ સુખ. ૭ પૂર્વના સંચિતમાંથી જે, આ શરીરના ભોગ આપવા સન્મુખ થયેલું કર્મ. ૮ ખાડામાં. ૯ અવળે માર્ગે. ૧૦ પ્રારબ્ધ કર્માનુસાર. ૧૧ (હિત). ૧૨. લેશપણ. ૧૩ જ્ઞાનવડે. ૧૪ મોક્ષ.

मायामायिकसर्वविश्वविहिन, ब्रह्मात्म[1]भावेरहे,
वृत्तीबा[2]धितथीरहीनिजपदे, अद्वैतशांतीलहे[3]॥१००॥

(इंद्रवज्रा.) दृश्यप्रतीति[4]प्रविलापि[5]निसे,
जाणीसदानंदस्वरूपप्रिसे[6] ॥
वर्तोस्व[7]कर्मेधरिविज्ञताय[8],
प्रारब्धकर्मानुसरीसदाय ॥१०१॥

(इंद्रवंशा.) +वेदांतसिद्धांतसुसारआकह्यो,
निःशंकभावे[9]निजचित्तमांलह्यो[10]? ॥
*जीवेशब्रह्मात्मविभेदताटळी,
§अद्वैतभावेअतिशांततामळी† ॥१०२॥

शीष्य— (वैताळीय.)

गुरुआउपदेशजेथयो, निजमायाकृतमोहतेगयो;
निजरूपसदालही[11]रहुं,गुरुजीआपकृपांहुशीकहुं॥१०३॥

---

+ शिष्यने कृतकृत्य थयो जाणी गुरु पुछेछे. * जीव, ईश, ब्रह्म, कुटस्थ, ईत्यादि भेदता दूर थई. § अद्वैत भावथी. † प्राप्त थई.

१ जीवन्मुक्त भावे. २ बळेली दोरी समवृत्ति बाध करीने. ३ प्राप्त थाय. ४ दृष्टि. ५ नाश करी. ६ उमंगथी. ७ पोतानी जाती कुळादिक आश्रम वर्णादिक ने उचित, प्रवाहपतित (आवि पडेल) कर्ममां. ८ ज्ञानिपणुं. ९ निःशंकपणाथी. १० अंगिकार कर्यु.? ११ जाणी.

(गीति.)

×धन्यअतीछेमुजने, वळिगुरुशास्त्रस्वरूपनेंधन्य;
धन्यज्ञानविभवने[1],वळिमारांपुण्यपुंजने[2]धन्य॥१०४॥
(ग्रंथकर्त्ता—
गुरुसुणिशिष्यनिवाणी, जांणीज्ञानीथयासु[3]उपराम;
शिष्यथयोनिश्चिंते,मळिनिजअद्वैतभावविश्राम[4]॥१०५॥

(शार्दूलविक्रीडित.)

*संसारा[5]ध्वगतापभानुकिरणप्रोतद्भूत[6]दाहेसदा,
दोडीप्राणद[7]आशथीअहर्निशे, पामेजजेआपदा[8]॥
तेवादीनजनार्थश्रीगुरुकृपारूपीस्व[9]नित्रेकरी,
अद्वैतात्मविबोधसागरयथा,शक्त्याथिखोद्योभरी[10]॥१०६॥
(वसंतति.) जेनीकृपाथिमुजयत्नसुपूर्णपाम्यो,
अज्ञानताकृतप्रमादसमूलवाम्यो ॥

---

× અતિ દુર્લભ જ્ઞાન પ્રાપ્ત થવાથી પોતાની કૃતકૃત્યતા બતાવેછે. * ભાવાર્થ—સંસારરૂપિ દાવાગ્નિમાં તપાયમાન થતા મુમુક્ષુ વાસ્તે, આ જ્ઞાનામૃતનો સમુદ્ર શ્રી ગુરૂજીની કૃપાથી ખોદિને ભર્યો છે, તેમાં સર્વે અવગાહન કરો.

૧ મહિમાને. ૨ સમૂહ (ઢગલા.) ૩ સારિ રિતે. ૪ વિસામો. ૫ માર્ગ ૬ ઊત્પન્ન થતા. ૭ જળ. ૮ દુઃખ. ૯ કોદાળેથી. ૧૦ ભરપૂર.

तेवेदशास्त्रगिरिजापतिपितृपाद,
पद्मेनमुंममथत्वाकृतिनिर्विवाद ॥१०७॥

( गीति. )

ज्ञानमणी माळा आ, सुणि सद्गुरुथी विचार जे करशे;
तेने भेद भ्रांती, टळि निज अद्वैत शांतता मळशे ॥१०८॥

---

इतिश्रिमद्विश्वनाथजी पूज्यपाद प्रशिष्य. च. श्रीमत्
मगनलालजी पूज्यपाद शिष्य ( पुत्र ) मणिशंकर
विरचिता, ज्ञानमणि माळा समाप्ता ॥

॥ ओं. तत्सत् ॥



# ॥ सूचना ॥

## ॥ अर्हंमणि चरित्र नाटक ॥

**આર્ય, જ્ઞાનાભિલાષિ સુજ્ઞ સદ્‍ગૃહસ્થો!**

ઉપરના નામાભિજ્ઞાધાનવાળું પુસ્તક મારા તરફથી થોડા દિવસમાં બહાર પડશે.

આ પુસ્તક, ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષના અભિલાષિ જનોને અત્યંત ઉપયોગિ થઈ પડે તેવું છે.

આ પુસ્તક વિશે હું મારી હાલના ગ્રંથકારોની માફક વિશેષ બડાઈ કરવા ઈચ્છતો નથી, પણ તે વાંચ્યા પછી સર્વ વિદ્વજનોને માલમ પડશેજ, તો આશા રાખુંછું કે—સુજ્ઞજનો તરફથી આ પુસ્તકને યોગ્ય આશ્રય મળશેજ.

કદના પ્રમાણમાં કિંમત જુજ એટલે ફક્ત રૂ૧–૦–૦ છપાયાપછી મંગાવનાર પાસેથી રૂ૧–૪–૦ લેવામાં આવશે.

(યોગ્ય આશ્રય મળેથી પુસ્તક બહાર પાડિશ.)

પાટણ. નાગરવાડો.

લી. વિનયાવનત.
**મણિશંકર મગનલાલ અયાચી.**
(ज्ञानप्रकाशक ऑफिस.)

# ॥ सूचना ॥

## ॥ ज्ञानमणिप्रकाश ॥

એ નામની ગદ્યપદ્યાત્મક તથા કઠિણ શબ્દની ટીક સમેત, સર્વ મુમુક્ષુ જનોને અત્યુપયોગી, તથા જે મુમુક્ષુ વેદાંત શાસ્ત્રમાં પ્રવર્તેલ છે, તેને અસંભાવના વિપરિત્ભાવના નિવર્તક, તથા અપરોક્ષ જ્ઞાનવાનને અત્યંતાહ્લાદકારક, અને ઉપનિષદ્રહસ્ય અદ્વૈત સિદ્ધાંત પ્રતિપાદક ચોપડિ, ગુજરાતી ભાષામાં તૈયાર થઈ થોડા દિવશમાં મારા તરફથી બહાર પડનાર છે.

તો સર્વ સુજ્ઞજનોને વિનંતી કરવાની કે—તે પુસ્તકને આપના તરફથી યોગ્ય આશ્રય મળવો જોઇએ.

આ ચોપડિ વિશે વિશેષ લખી હું મારી આત્મશ્લાઘા કરવા ઇચ્છતો નથી, પણ તે પુસ્તક વાંચ્યા પછી સર્વ સુજ્ઞજનોને માલમ પડશેજ—હું આશા રાખુંછું કે મુજ્ઞ સદ્ગ્રહસ્થો તરફથી આ પુસ્તકને યોગ્ય આશ્રય મળશેજ. કદના પ્રમાણમાં કિંમત જુજ એટલે ફક્ત રૂ૧—૮—૦ પાછથી રૂ૨—૦—૦ લેવામાં આવશે.

(યોગ્ય આશ્રય મળેથી આ પુસ્તક બહાર પાડિશ.)

જેઓને લેવા મરજી હોય તેમણે, પોતાના નામ ઠામ ઠેકાણાપૂર્વક નિચેના ઠેકાણે લખવું. (તક ભૂલવી નહીં.)

| | |
|---|---|
| | લી. વિનયાવનત. |
| પાટણ. | મણિશંકર મગનલાલ. અયાચી. |
| નાગરવાડો. | (ज्ञानप्रकाशक ऑफिस. |

## ॥ प्रथमथी आश्रय आपनार सज्जनोनां नाम ॥

| | | |
|---|---|---|
| ૮ પ્રીયમીત્ર પરભુલાલ માણકલાલ, મજમુંદાર | | કડી. |
| ૧ ,, ,, મોતિલાલ માણકલાલ, મજમુંદાર | | ,, |
| ૫ ,, ,, મણીરાય યશવંતરાય, મજમુંદાર | | પાટણ. |
| ૪ ,, ,, રામશંકર નથુશંકર. | | ,, |
| ૪ ,, ,, રંગરાય માણકરાય, મજમુંદાર | | ,, |
| ૧ ,, ,, સુંદરલાલ વૈકુંઠરામ | | ,, |
| ૫ ,, ,, ત્રિકમરાય ઈશ્વરરાય મજમુંદાર | | ,, |
| ૧ ,, ,, હરસુખરાય લીલુભાઈ ,, | | પાટણ. |
| ૧ મે. રા. રા. રામશંકર શિવશંકર | | પાટણ. |
| ૧ ,, ,, ,, ત્રવાડી કાશીનાથ જગન્નાથ | | ,, |
| ૨ મે. રા. રા. માધવચંદ હિરાચંદ | | ,, |
| ૧ ,, ,, ,, મણીશંકર નથુશંકર | | ,, |
| ૫ ,, ,, ,, દશરથલાલ ગંગારામ | | ,, |
| ૧ ,, ,, ,, જાની બાળાશંકર પ્રાણશંકર | | ,, |
| ૧ ,, ,, ,, આ. લજ્જાશંકર ગીરજાશંકર | | ,, |
| ૧ ,, ,, ,, મહેતા માણકલાલ મોતીલાલ | | ,, |
| ૧ ,, ,, ,, ગોર ઈશ્વરરાય જાદવરાય | | ,, |
| ૨ ,, ,, ,, સોની ભગવાનભાઈ છગનલાલ | | ,, |
| ૧ ,, ,, ,, સોની માનચંદ સાંકળચંદ | | મુંબાઈ. |
| ૫ પ્રીયમીત્ર દુરગાશંકર રામશંકર (ગાદીગોર) | | પાટણ. |

૧ પ્રિય મિત્ર વ્યાસ ડાહ્યાશંકર ત્રંબકરામ પાટણ.
૧ ,, ,, અધ્યારૂ ભોગિલાલ મનસુખરામ ,,
૧ ,, ,, ત્રવાડી મુગટરામ હરિશંકર ,,
૫ પરમસ્નેહિ છોટમલાલ દોલતરામ (પુરાણી) ,,
૧૧ ,, ,, ત્રીભોવન ઉમીઆશંકર ત્રવાડી. પાટણ.
૧ ,, ,, શુકલ કેશવલાલ ઉમીઆશંકર ,,
૧ ,, ,, શાસ્ત્રી રામલાલ છોટમલાલ ,,
૧ મે. રા. રા. કસ્તુરચંદ છબીલદાસ (મહેતા) ,,
૫ ,, ,, ,, પરમહિતેચ્છક ઈશ્વરલાલભાઈ
અમૃતલાલજી (દવે) મુંબાઈ.
૧ ,, ,, ,, પ્રાણશંકર સુરજરામ મુંબાઈ.
૧ ,, ,, ,, મુળશંકર મયાશંકર ,,
૧ ,, ,, ,, માણકલાલ ધનશ્યામ ,,
૧ ,, ,, ,, સાં. ડાહ્યાચંદ દેવચંદ (પાટણના) વડોદરા.
૨ મે. રા. શા. ભોગીલાલ રામચંદ પાટણ.
૧ ,, ,, શા. ત્રિકમલાલ રણછોડદાસ ,,
૧ ,, ,, પા. હરજીવન લાલદાસ ,,
૧ ,, ,, શા. ગોવર્ધનદાસ ઈશ્વરદાસ ,,
૨ મે. રા. પા. જીવાચંદ વીરચંદ ,,
૧ ,, ,, ,, હિમતલાલ નાગરદાસ ,,
૧ ,, ,, ,, હિમતલાલ ચુનીલાલ ,,
૧ ,, ,, સાં. દોલચંદ ઝવેરચંદ ,,
૧ ,, ,, ,, આતમારામ મોતીચંદ ,,

૪ મે.રા.રા. હિતેચ્છક પીતાંબરભાઈ જેઠાભાઈ વડોદરા.
૨ ,, ,, ,, પરમમીત્ર ત્રા. મણીશંકર મુળજી ,,
૬ ,, ,, ,, ભગત કાળુભાઈ ભગવાનભાઈ હુંઝા.
૧ મે. રા. શે. નગીનદાસ ઉજમદાસ પાટણ.
૪ મે. રા. રા. રઘુનાથદાસ ગગલરામ (મહેતા) ,,
૧ મે. રા. ત્રા. રગનાથ પુંજીરામ ,,
૧ ,, ,, રા. છોટાલાલ પ્રેમાનંદ (મહેતા) ,,
૧ ,, ,, ,, શામલાલ હિરાલાલ ઈ. સ્કુ. માસ્તર પાટણ
૧ મે. રા. રા. મગનલાલ હીરાચંદ ફોજદારી વકીલ પાટણ.
૧ ,, ,, શા. વાડીલાલ છગનલાલ ,, પાટણ.
૧૩ મે. રા. રા. પરમહિતેચ્છક ઓઝાજી ભગ-
વાનભાઈ બાવાભાઈ ભાવનગર.
૧૦ મે.રા.રા. પરમસ્નેહિ મોદી મગનલાલ ગોવર્ધનભાઈ ,,
૪ ,, ,, ,, પા. હરગોવિંદ રામજી ,,
૨ ,, ,, ,, સુ. પીતાંબર હિરાલાલ ,,
૧ ,, ,, ,, પા. માધવજી જેઠાજી ,,
૪ મે. રા. રા. હિતેચ્છક ત્રા. મુળશંકર નાનાભાઈ ધોળકા
૨ મે. રા. રા. ,, ઓઝા છગનલાલ જગનનાથ ધોળકા
૪ ,, રા. પા. ભગવાનજી રામજી ભાવનગર.
૪ મે. રા. સુ. ઉકા રણછોડજી ,,
૪ ,, ,, ,, ગુરાશીઆ દાદાભાઈ કમાભાઈ ,,
૪ ,, ,, ઠક્કર ભાણુજી રામજી ,,
૧ ,, ,, રા. આ. નવનીધરામ કીરપારામ પાટણ.

૨ મે. રા. રા. બાપુલાલ ત્રીભોવનદાસ (મહેતા) ,,
૧ મે. રા. રા. માંડવીઆ હીરાલાલ મોતીરામ ,,
૧ મે. રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકર મુખત્યાર પાટણ.
૪ ,, ,, ,, ઉમીયાશંકર મણીશંકર લાખીઆ. ,,
૧ ,, ,, ,, મથુરલાલ માણેકલાલ અધ્યારૂ. ,,
૧ પ્રીયમીત્ર. મણીચંદ ગોપાલચંદ (પાટણના) પાલણપુર.

---




આ ચોપડી નિચે લખેલે ઠેકાણેથી

રોકડી કિંમતે મળશે.

પાટણ—અયાચી મણીશંકર મગનલાલ (કર્તા) પાટણ

જ્ઞાનપ્રકાશ ઓફિસ નાગરવાડો.—

જામનગર—શ્રીમાળી શુભેચ્છક સભાના મેનેજર ત્રા.

જટાશંકર લીલાધરજી.

પાટણ—છોટમલાલ દોલતરામ (પુરાણી) ઠે. ચાચરીએ.

કીં. રૂ.૦-૪-૦ ટ. ખ. રૂ.૦-૦-૬